# કૌટુંબિક પ્રાર્થના.




કર્તા:

રેવ. જે. એસ. સ્ટીવન્સન, એમ. એ., બી. ડી.





૧લી આવૃત્તિ: પ્રત ૨,૦૦૦.





ઇ. સ. ૧૯૨૪.

કિમ્મત ૧ આનો.

# સૂચના.

કૌટુંબિક પ્રાર્થના ટુંકી તેમ રસિક પણ હોવી જોઈએ. બાપ અથવા મા જોકે ચલાવે તોપણ બધાએ ભાગ લેવો જોઇએ, એજ વાસ્તે આ ચોપડીમાં ઘરનાં બધાં માણસોને માટે ભાગ લેવાનો પ્રસંગ આપવામાં આવ્યો છે.

શાસ્ત્ર પણ વારાફરતી વાંચી શકાય, એટલે માબાપ ને છોકરાં એક પછી એક એકેક પદ વાંચે તો સારૂં. ગીત ગાવામાં ને પ્રભુની પ્રાર્થના અથવા જે કંઈ વાકય બધાંના બોલવાને માટે ગોઠવ્યાં છે તે ઉચ્ચારવામાં કુટુંબનાં બધાં માણસોએ ઉમંગથી ભાગ લેવો. પ્રાર્થનામાં શું શું માગવું એવી સૂચના છાપેલી પ્રાર્થનાઓમાંથી મળશે; પણ ઘરધણી પહેલાં તે ખાનગી રીતે વાંચે ને પછી પોતાના શબ્દોમાં પ્રાર્થના કરાવે એ વધારે સારૂં છે. જે શબ્દો રોજ રોજ ઘરમાં વાપરવામાં આવે છે તેવા શબ્દ પ્રાર્થનામાં વાપરવા જોઈએ. યાદ રાખો કે આ પુસ્તક કેવળ નમુનારૂપ છે ને પ્રાર્થના ચલાવનાર તેનો કેવળ નમુનો ઉતારીને ખરા મનથી પ્રાર્થના કરાવે એ ઉત્તમ રીત છે.

# રવિવાર સવાર.

**બોલાવનાર :** પિતાને તથા પુત્રને તથા પવિત્ર આત્માને માન તથા મહિમા,

**બધાં :** હમણાં તથા હમેશાં તથા સદાસર્વકાળ સુધી થાઓ! આમેન.

ગીત...... શાસ્ત્રનું વાંચન......

પ્રાર્થના. હે સર્વશક્તિવાન ઈશ્વર, અમારા પિતા, આ પવિત્ર વિશ્રામને દિવસે પ્રભુ ઈસુ ખ્રીસ્ત મુએલાંઓ-માંથી ઉઠયો, જેથી હવે મરણનો ફરી તેના પર અધિકાર નથી, માટે તારો ઉપકાર માનીએ છીએ.

હે પ્રભુ, અમે જે જુદી જુદી જાતનાં ભારે પાપ આજ સુધી કરતાં આવ્યાં છીએ તે તું અમને ખ્રીસ્ત ઈસુની ખાતર માફ કર ને તારા પવિત્ર આત્માનું બળ અમને આપ, કે અમે પાપ ન કરીએ ને ભુંડાઇની સામે લડીએ.

ખ્રીસ્ત તારે જમણે હાથે બેઠેલો છે ત્યાંની એટલે ઉપરની વાતો પર અમે ચિત્ત લગાડીએ, ને પૃથ્વી પરના અમારા અવયવો તેની કૃપાથી મારી નાખતાં રોજ રોજ સામર્થ્યથી સામર્થ્ય સુધી આગળ વધીએ.

આ પવિત્ર દિવસની ભજનસેવામાં ભાગ લેવાને માટે અમારાં મન તૈયાર કરજે, કે અમે આત્માથી તથા સત્ય-તાથી તારૂં ભજન કરીએ.

જે તારે નામે આજે દેવળમાં બોધ કરશે કે સાબ્બાથ-શાળામાં બાળકોને શિખવશે તેમના પર તારો આશીર્વાદ વરસાવ કે તારા લોકને આત્મિક અન્ન મળે.

અમારી મંડળીના પાળક તથા અધિકારીઓ પર કૃપા કર, કે જેથી તેમને લજાવું ન પડે, એવા કામ કરનારા તેઓ થાય, ને પોતાના કામને માટે તેઓ પવિત્ર આત્માથી વેષ્ટિત થાય.

માંદાઓના પર તારો હાથ લગાડ કે તેમનું દુઃખ મટી જાય, ને અમારા કુટુંબનાં માણસો પર તારો આશીર્વાદ રેડ, કે અમે એકબીજાના મદદગાર થઇએ ને તારા પવિત્ર નામની બીક તથા પ્રીતિમાં ચાલીએ.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

[બધાં વિશ્વાસનામું સાથે બોલે.]

ચલાવનાર: પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તથા દેવની પ્રીતિ તથા પવિત્ર આત્માની સંગત અમ સર્વની સાથે રહો. આમેન.

## રવિવાર સાંજ.

ગીત...... શાસ્ત્રવાંચન......

પ્રાર્થના. હે પ્રભુ, અમારા આકાશવાસી પિતા, તારા આ પવિત્ર દિવસે તેં અમારા પર જે કૃપા કરી છે તેને માટે તારો ઉપકાર માનીએ છીએ. તારા વિશ્વાસુ લોકોને તેમનાં પાપની માફી આપ ને તેમને શુદ્ધ કર, કે તેઓ શાંત મનથી તારી સેવા કરે. અમે આજે તારા મંદિરમાં જે કંઇ શીખ્યા ને સાંભળ્યું તે અમે યાદ રાખીએ ને તે પ્રમાણે ચાલીએ. હવેથી અમે તારા પર વધારે પ્રીતિ કરીએ ને તારાં બધાં છોકરાંની સાથે લાયક રીતે વર્તીએ એવી કૃપા તું અમારા પર કર.

તારી સુવાર્તા આજે જ્યાં જ્યાં પ્રગટ કરવામાં આવી હોય ત્યાં ત્યાં તું તે સફળ કરજે ને તારા વચન પ્રમાણે તારી વાત અમથી તારી પાસે પાછી વળે નહિ. વળી શેતાનને વહેલો અમારા પગ તળે છુંદાવજે, એવું અમારા તારનાર પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે અમે માગીએ છીએ.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: ઇશ્વર પોતાની કૃપાથી આજ રાતે અમારૂં રક્ષણ કરો! આમેન.

# સોમવાર સવાર.

**ચલાવનારઃ** મારી સાથે યહોવાહને મોટો માનો.

**બધાંઃ આપણે એકઠાં મળીને તેનું નામ બુલંદ માનીએ.**

**ગીત...... શાસ્ત્રવાંચન......**

**પ્રાર્થના:** હે દીનદયાળ પ્રભુ, તેં અમને આખી રાત સંભાળી રાખ્યાં છે ને અમને તંદુરસ્તી આપી છે, માટે અમે તારો ઘણો ઉપકાર માનીએ છીએ. વળી તેં અમારા પર ભરોસો રાખીને અમને કરવાનું કામ પણ આપ્યું છે, માટે તારો આભાર માનીએ છીએ.

અમે જે કંઈ વાતમાં આળસુ રહીને અમારૂં કામ બરોબર ન કર્યું હોય ને તારી આજ્ઞા ન માની હોય તે તું અમને માફ કર. વળી અમારા ઉપર તેં આટલી બધી દયા રાખી છે, તેમ છતાં અમે તારાં બહુ આભારી નથી રહ્યાં, માટે અમને ક્ષમા કરજે.

આજે અમે પોતા કરતાં બીજાઓને વધારે ચાહીએ ને તેમની સેવા કરવા તૈયાર રહીએ. તારા નાનાઓમાં નાના ભાઇઓની ચાકરી કરીને અમારા પવિત્ર તારનાર પર પ્રેમ દેખાડીએ, એવું મન તું અમને આપ.

તારી મંડળી એટલે જેટલાં ખ્રીસ્તનું નામ ધરાવનારાં છે, તેટલાં બધાંને વાસ્તે પ્રાર્થના કરીએ છીએ. તું તેમને નિભાવી રાખજે, ને તારા બધા લોકો દીવાની માફક અજવાળું આપે, કે બહારના લોકો તારો મહિમા કરે. જો કોઇ ઠેકાણે ખ્રીસ્તી લોકોની સતાવણી થતી હોય, અથવા તેમને કંઇ પણ હરકત થતી હોય, તો તેમને બચાવવાને માટે તારો હાથ લાંબો કર, ને તેઓના દુશ્મનોનાં મન ફેરવી નાખ.

તું અમારો ને આખી દુનિયાના બધા લોકોનો પ્રેમી બાપ છે, માટે અમારા કુટુંબનાં બધાં માણસોની સંભાળ રાખજે; તેમને જોઇએ તે ખોરાક ને લુગડાં આપજે, ને જે કોઈ ભુખ્યાં કે નાગાં હોય તેમને ખવડાવજે ને લુગડાં પહેરાવજે, ને જેથી દરિદ્રતા અને સઘળી જાતનું દુઃખ આ દુનિયામાંથી દૂર થાય, એવા અમે પણ અમારા આગેવાનને નામે પ્રયત્ન કરીએ. એ બધું અમારા તારનારને નામે માગીએ છીએ.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: હમણાંથી તે સર્વકાળ સુધી અમારા આવતાંજતાંમાં પ્રભુ અમારૂં રક્ષણ કરો! આમેન.

## સોમવાર સાંજ.

ગીત...... શાસ્ત્રવાંચન......

હે ઇશ્વર, અમારા પ્રભુ ઇસુ ખ્રીસ્તના પિતા, અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં અમારી સાથે આજે આખો દિવસ રહીને અમારૂં રક્ષણ કર્યું છે ને અમને તંદુરસ્તીમાં ને શાંતિમાં રાખ્યાં છે. હવે અમે સુઇ જવા પહેલાં માગીએ છીએ કે તું રાતને વખતે પણ અમારૂં રક્ષણ કર. ચોરથી, ઝેરી જનાવરથી ને બીજી કોઇ પણ આફતથી અમને બચાવી રાખજે, ને કોઇ પણ રોગ અમને લાગવા ન દે. અમારા પર થએલા તારા બધા ઉપકારો અમે વારંવાર ભુલી જઇએ છીએ, માટે તું અમને માફ કર.

અમારા વહાલા હિન્દ દેશ પર તારી કૃપા રેડ, ને વિશેષે કરીને ગુજરાતી લોકોને આશીર્વાદ દે. સર્વ દુઃખ ને હરકતો અમારાથી દૂર કર, ને અમારામાં જે ખામીઓ છે તે મટાડજે. અમારાં સઘળાં પાપ માફ કરજે, ને આજ રાતે અમારૂં રક્ષણ કરજે.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: પ્રભુ અમને આશીર્વાદ આપો ને અમારું રક્ષણ કરો. પ્રભુ પોતાના મુખનો પ્રકાશ અમારા પર પાડો, ને અમારા પર કૃપા કરો! પ્રભુ પોતાનું મુખ અમારા પર ઉઠાવો, ને અમને શાંતિ આપો! આમેન.

# મંગળવાર સવાર.

**ચલાવનાર:** યહોવાહનું નામ અત્યારથી તે સર્વકાળ સુધી સ્તુત્ય થાઓ!

**બધાં:** હાલેલુયાહ.

**ગીત** ..... **શાસ્ત્રવાંચન**......

**પ્રાર્થના.** હે સર્વસમર્થ પિતા, તારા નામથી આકાશમાં તથા પૃથ્વી પર સર્વ કુટુંબોને નામ અપાએલું છે. અમારા ઘર પર તેં જે દયા રાખી છે તેને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ. અમે એકબીજા પર પ્રેમ રાખતાં રહીએ, એકબીજાની સેવા ચાકરી કરતાં રહીએ, ને માબાપ તેમજ છોકરાં બધાં તારા પર પુરો પ્રેમ રાખીએ એવું કર.

અમને તારા વિષે શિખવવાને માટે ને અમારા જેવાં નબળાં માણસોને તારા માર્ગમાં ચલાવવાને માટે તેં અમને તારો પવિત્ર આત્મા આપ્યો છે, માટે તારો આભાર માનીએ છીએ. હવે તેની કૃપાથી અમે હિંમતવાન થઇએ, સાચું બોલીએ ને સાચાજ વિચારો રાખીએ, એવું તું કર.

તું નમ્રને કૃપા આપે છે, માટે અમને નમ્ર કર, કે અમે એકબીજા તરફ વિવેકી બનીએ, ને બીજાં બધાં માણસો તરફ સભ્યતા રાખીએ, ને તને હમેશાં આધીન રહીએ.

હે પ્રભુ, જો અમે તારો રાજમાન્ય હુકમ તોડીને એકબીજા પર પ્રેમ રાખ્યો ન હોય, તો અમને માફ કર; સર્વ દ્વેષભાવ અને જે કંઇ પ્રેમથી વિરૂદ્ધ હોય તે અમારાં મનોમાંથી કાઢજે, ને જેવો તેં અમારા પર પ્રેમ કર્યો છે, તેવો અમે પણ એકબીજા પર પ્રેમ કરીએ. અમે દરેક જણ પોતાનાં વાનાં પરજ નહિ, પણ બીજાંનાં વાનાં પર પણ લક્ષ રાખીએ.

તારી સુવાર્તા જેઓ પ્રગટ કરવા જાય છે, તેમની સાથે જજે. સુવાર્તિકો, પછી પુરૂષ હોય કે સ્ત્રી હોય, તેઓનું

કામ સફળ કરજે, તેઓની સાથે બજારમાં ઉભો રહેજે, તેઓની નિંદા થાય, કે તેમની કોઈ સામો થાય, તો તેઓનું રક્ષણ કરજે ને શું બોલવું તે તેમને શિખવ, ને વાત પ્રગટ કરવાના મુર્ખપણા વડે વિશ્વાસ કરનારાઓને તારવાની કૃપા કર. આજે વિશેષે કરીને અમે હિન્દુ લોકોને માટે માગીએ છીએ, કે તેઓ મૂર્તિઓ તરફથી ખરા દેવની ભણી વહેલા ફરે ને પ્રભુ ઇસુ ખ્રીસ્તને ખરા અવતાર તરીકે માને.

હવે આખો દિવસ અમારી પાસે રહેજે, ને અમે તને દરેક કામમાં પસંદ પડીએ, એવી કૃપા અમારા ઉપર કર, એજ અમારા તારનાર પ્રભુ ઈસુને નામે માગીએ છીએ.

**બધાં :** ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

**ચલાવનાર :** પ્રભુ સર્વ ભુંડાં કામથી અમને છોડાવો ને પોતાના આકાશી રાજ્યને સારૂ અમને બચાવી રાખો. તેને સર્વકાળ સુધી મહિમા થાઓ ! આમેન.

## મંગળવાર સાંજ.

**ગીત......** **શાસ્ત્રવાંચન......**

**પ્રાર્થના.** હે પ્રભુ, અમારા પિતાજી, આશાના દેવ. ધન્ય હો તારા નામને કે તેં અમોને આખો દિવસ સંભાળી રાખ્યાં છે, ને પ્રેમથી અમને ઘણાં સારાં વાનાં આપ્યાં છે, અમારાં આજનાં પાપ તું માફ કરજે ને તારા પ્રેમથી અમને ભરપુર કર.

તારો પવિત્ર આત્મા સત્યનો આત્મા છે, તે અમને સર્વ સત્યમાં દોરી જાય ને અમારાં મનમાં સત્યતા વધારે.

જેઓ તને ઓળખતા નથી તેમને વાસ્તે પ્રાર્થના કરીએ છીએ કે તેઓને તારી ખબર વહેલી મળે, ને તારા સંદેશીયાઓ મોકલજે કે તારૂં અજવાળુ આખી પૃથ્વી પર પડે.

હવે આ રાતને વખતે અમારૂં સંરક્ષણ કરજે ને અમારાં મનોમાં શુભ વિચારો ભરી દેજે, એવું ખ્રીસ્ત ઇસુ જે જગતનું અજવાળું છે તેને નામે માગીએ છીએ.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: પ્રભુ અમારા આત્માઓનું રક્ષણ કરો!
આમેન.

# બુધવાર સવાર.

**ચલાવનાર :** ઓ અમારા પ્રભુ તથા દેવ, મહિમા તથા માન તથા પરાક્રમ પામવાને તું લાયક છે, કેમકે તેં સર્વ ઉત્પન્ન કીધાં.

**બધાં :** શ્વાસોચ્છ્વાસ લેનારાં સર્વ પ્રભુની સ્તુતિ કરો.

**ગીત......** **શાસ્ત્રવાંચન......**

**પ્રાર્થના :** હે સનાતન યુગોના રાજા, અવિનાશી, અદૃશ્ય તથા એકલા દેવ, અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં આજ રાતે અમારૂં સંરક્ષણ કર્યું છે. વળી તેં અમારા રહેવાને માટે આ સુંદર દુનિયા અમને આપી છે. ઝાડ ને ફુલ, જનાવર ને પક્ષી, વાદળાં ને આસમાની આકાશ, એ બધાંને માટે અમે તારી સ્તુતિ કરીએ છીએ.

હવે તું આજે અમોને આખો દિવસ પાપથી અલગ રાખવાને કૃપા કર. અમારાં મનોમાં શુદ્ધ વિચારો ભરી રાખજે, ને જે કંઈ નિર્લજ્જ છે તેનું બોલવાથી અથવા તેની કલ્પના કરવાથી અમને બચાવી રાખ. અમે આજે ખંતથી તથા મહેનત કરીને અમારી જુદી જુદી ફરજો બજાવીને તારી સેવા વિશ્વાસુપણાથી કરીએ.

ભણવાને માટે ને જ્ઞાન મેળવવાને માટે તેં જે સાધન અમને આપ્યાં છે તેને માટે તારો ઉપકાર માની અમે એવું પણ માગીએ છીએ કે છોકરા કે છોડીઓ, બાળકો કે જુવાનો જ્યાં જ્યાં શીખવા જાય છે તેવી નિશાળો ને પાઠશાળાઓ પર તારો આશીર્વાદ રેડ, કે બુદ્ધિ ને જ્ઞાન વધે ને ફેલાઈ જાય. વિશેષે કરીને અમારા ગામની નિશાળમાં જે શિખવે છે ને જે શીખે છે તેમને તારા પવિત્ર આત્માની મદદ આપજે, ને શિખવનાર તેમજ શીખનાર બન્ને તારા શિષ્ય થઈ જાય, એવું તું કર.

પારસીઓને માટે પ્રાર્થના કરીએ છીએ, કે જગતનું જે અજવાળું એટલે ન્યાયીપણાનો સૂર્ય તે તેઓને અર્થે આરોગ્યકારક પાંખો સહિત ઉગે. તેમજ જેનો પણ પ્રભુ ઈસુને ખરો તીર્થંકર જાણીને તેની પાછળ જાય ને વિસામો પામે.

હવે અમે એકબીજા પર આજે બહુ પ્રેમ રાખતાં શીખીએ ને વિશેષ કરીને તારા પ્રેમમાં રહીએ, એવું પ્રભુ ઈસુ ખ્રીસ્તના પુણ્યને લીધે માગીએ છીએ.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: પ્રભુ પોતાની સુવાર્તામાં ને સનાતન દેવની આજ્ઞાઓમાં અમને નિભાવી રાખો ને શક્તિવાન કરો. આમેન.

## બુધવાર સાંજ.

ગીત...... શાસ્ત્રવાંચન.......

પ્રાર્થના. ઓ સર્વસમર્થ પ્રભુ દેવ, તેં અમારા ઉપર આજે જે બધી દયા કરી છે ને અમારી પુરી સંભાળ રાખી છે, તેને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ. હવે અમે એવું માગીએ છીએ કે, જો અમે આજે ખોટા વિચારો કર્યા હોય, કે એકબીજા વિષે ખોટું બોલ્યાં હોઇએ, જો અમે આજે રીસાઈ ગયાં હોઇએ કે મનમાં ક્રોધ રાખ્યો હોય, તો તું અમને માફ કર.

આજે અમે જે કંઈ સારૂં શીખ્યાં હોઈએ, તે અમને યાદ રહે. જ્યાં જ્યાં તારા વિષેની આનંદભરેલી ખબર પ્રગટ કરવામાં આવી હોય, ત્યાં ત્યાં તે અસરકારક થાય.

જો કોઈ આજે નિરાશ થયો હોય, તો તેને ઉત્તેજન આપ. કોઇનું મન દુ:ખી થયું હોય, તો તેને દિલાસો દેજે. માંદાંને આજ રાતે સારી ઉંઘ આપ, ને જે જાગતાં રહે તેઓનાં મન શુદ્ધ વિચારોથી ભરજે.

હવે અમારાં પાપ માફ કરજે, ને જે કોઈએ અમારૂં કંઈ ભુંડું કર્યું હોય, તો અમે તેને ખુશીથી માફ કરીએ, એવું મન અમને આપ. અમારા તારનાર પ્રભુ ઇસુ ખ્રીસ્તે અમને માફ કર્યું છે તેને નામે માગીએ છીએ.

બધાં : ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર : પ્રભુ આજ રાતે અમારૂં રક્ષણ કરો, ને અમે જાગીએ કે ઉંઘીએ તો તેની સંઘાતે જીવીએ. આમેન.

## ગુરૂવારે સવાર.

ચલાવનાર : યહોવાહનું નામ અત્યારથી તે સર્વકાળ સુધી સ્તુત્ય થાઓ.

બધાં : યહોવાહની સ્તુતિ કરો.

ગીત...... શાસ્ત્રનું વાંચન.......

પ્રાર્થના : હે પવિત્ર, પવિત્ર, પવિત્ર, પ્રભુ દેવ, સર્વસમર્થ, તારા નામને ધન્ય હો, કેમકે તું અમને અગણિત અમુલ્ય દાન આપે છે ને અમારે વાસ્તે સઘળું એકઠું મળીને ફાયદાકારક નિવડવા દે છે.

અમારા દેશને માટે, ને તેમાંના લોકે સુખશાંતિમાં રહી શકે તે માટે જે વ્યવસ્થા કરેલી છે તેને માટે તારો ઉપકાર માનીએ છીએ.

હવે અમે અમારાં પાપ તારી આગળ કબૂલ કરીએ છીએ, ને વિશેષે કરીને અમે વારંવાર અભિમાન રાખીને અમારા રાજા તથા તારનારની નમ્રતા પ્રમાણે નથી ચાલ્યાં એને લીધે અમે તારી પાસે માફી માગીએ છીએ. પ્રભુ ઈસુનું જે મન હતું તે અમને આપ, ને તારા સમર્થ હાથ નીચે અમે પોતાને નમાવીએ, કે તું અમને યોગ્ય પ્રસંગે અમારા તારનારની સાથે ઉંચા કરે.

વળી અમે અમારા દેશ ને તેમાં જેઓ રાજ્યાધિકાર ચલાવે છે તેમને માટે પ્રાર્થના કરીએ છીએ. શહેનશાહ જોર્જ મહારાજા ને આખા રાજ્યકુટુંબને માટે, આ ઈલાકાના ગવર્નર સાહેબ ને તેની ધારાસભાને માટે [કે, આ સંસ્થાનના મહારાજા (ઠાકોર, નવાબ) સાહેબને માટે], અહિંના મામલતદાર, મ્યુનિસિપાલિટીના સભાસદો, પોલીસ વિ. સરકારી [દરબારી] નોકરોને માટે પ્રાર્થના કરીએ છીએ, કે તેઓ બધા ન્યાયની રૂએ વર્તે ને જુલમ દબાવી દે.

તેમજ તારા રાજ્યની સુવાર્તા જે કોઈ પ્રગટ કરે છે તેમને માટે માગીએ છીએ કે તું તેઓની સાથે રહી તેઓનું કામ સફળ કર. વિશેષે કરીને કચ્છમાં અમારી મંડળી તરફથી જે કામ થાય છે તે પર તારો આશીર્વાદ રેડ, ને ત્યાંના લોકો પ્રભુ ઈસુને તારનાર તરીકે સ્વીકારે, એવી રીતે તેમનાં મન પર અસર કર.

જે કંઈ કામ તેં અમને સોંપ્યું છે તે અમે તારા મહિમાને અર્થે કરીએ ને ભુંડાના હાથમાં ન પડીએ, પણ નાનાંથી તે મોટાં સુધી અમે બધાં તારીજ સેવા આજે કરીએ, એવું અમારા તારનારને નામે માગીએ છીએ.

બધાં : ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર : સનાતન પિતા, અમારા પર પોતાનો સનાતન આશીર્વાદ વરસાવો ! આમેન.

## ગુરૂવાર સાંજ.

ગીત...... શાસ્ત્રવાંચન......

પ્રાર્થના. હે અમારા પ્રભુ ઈસુ ખ્રીસ્તના દેવ, મહિમાના બાપ, તેં આજે અમારૂં રક્ષણ કર્યું છે ને તારા પ્રેમનાં અમને ઘણાં પ્રમાણ આપ્યાં છે માટે તારો ઉપકાર માનીએ છીએ. અમારાં સઘળાં પાપ માફ કર ને ભુંડાના ફાંદામાંથી અમને બચાવી રાખ.

અમારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, ને પૃથ્વી પરનું અમારૂં માંડવાનું ઘર પડી જાય, તો આકાશમાં દેવની રચનાનું એવું સર્વકાળનું ઘર અમને છે, માટે અમે તારો ઉપકાર માનીએ છીએ. વળી અમારાં સગાંવહાલાંમાંનાં જે ત્યાં તારી પાસે વાસો કરવા ગયાં છે [ તેમાં વિશેષ કરીને અમારા વહાલા ...... ] તેમને માટે પણ તારો ઉપકાર માનીએ છીએ.

હવે, પ્રભુ, આજ રાતે તું અમારી પાસે રહે ને અમને તારી શાંતિ આપ, કે અમે તારી સન્મુખ સંપૂર્ણ હૃદયથી આનંદ કરતાં રહીએ.

તારી સુવાર્તા પૃથ્વીના છેડા સુધી ફેલાય, એવું તું કર. અમે આજે ભીલ તથા કાળીપરજને માટે પ્રાર્થના કરીએ છીએ કે તેઓ સર્વ તારૂં ગૌરવ જુએ, ને શેતાનના જુલમી રાજ્યમાંથી છુટકો પામીને ખ્રીસ્ત ઇસુમાં મોકળાપણું મેળવે.

હવે અમને અમારા બધા માર્ગમાં દોર તથા ચલાવજે ને અમને આખરે શાંતિમાં તારે ઘેર પહોંચાડજે, એવું અમે ખ્રીસ્ત ઇસુને નામે માગીએ છીએ.

બધાં : ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર : પરમેશ્વર પિતા, પુત્ર, પવિત્ર આત્મા આજ રાત્રે ને સર્વકાળ સુધી અમને આશીર્વાદ દો ને અમારૂં રક્ષણ કરો. આમેન.

## શુક્રવાર સવાર.

**ચલાવનાર:** જે હલવાન મારી નંખાયું હતું તે પરાક્રમ તથા સંપત તથા જ્ઞાન તથા સામર્થ્ય તથા માન તથા મહિમા તથા સ્તુતિ પામવા લાયક છે.

**બધાં:** **આમેન.**

**ગીત .....** **શાસ્ત્રવાંચન......**

**પ્રાર્થના.** હે દેવ, અમારા તારનાર, તું ઇચ્છે છે કે સઘળાં માણસ તારણ પામે ને સત્યના પુરા જ્ઞાનમાં આવે. પ્રભુ ઇસુ અમારા તારણને અર્થે માણસ થયો ને વધસ્તંભે મરણ પામીને તેણે પાપનો નાશ કર્યો તેને માટે તારો ઉપકાર માનીએ છીએ. તેના દુ:ખ તથા મરણને લીધે તું અમને અમારાં પાપથી છોડાવ ને અમારામાંથી શેતાનનાં કામનો નાશ કર, એવું અમે માગીએ છીએ.

હે પ્રભુ, અમારા તારનારનું ભારે દુ:ખ યાદ રાખીને અમે સર્વ અસત્યતાનો ત્યાગ કરીએ ને હવેથી પોતાની મરજી પ્રમાણે ન ચાલીએ ને પોતાને અર્થે નહિ, પણ જે અમારે વાસ્તે મુઓ તથા ઉઠયો તેને અર્થે જીવીએ, એવું તું કર.

અમારી સઘળી ગરજો તું પૂરી પાડજે, અમારૂં પાળણપોષણ કર, ને અમે કશાની ચિંતા ન કરતાં સર્વ વિષે પ્રાર્થના તથા વિનંતીઓ વડે ઉપકારસ્તુતિસહિત અમારી અરજીઓ તને જણાવતાં રહીએ, એવું મન તું અમને આપ.

અમારા મુસલમાન ભાઇઓ આજે મસ્જીદમાં ભેગા થઇને તારી બંદગી કરશે તેમને માટે માગીએ છીએ કે તેઓ પ્રભુ ઇસુએ તેઓને માટે જે દુ:ખ વેઠયું તે સમજે, જેથી તે પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇને સંતોષ પામે.

બૈબલ સોસાયટી ને ટ્રાક્ટ સોસાયટીને વાસ્તે માગીએ છીએ કે એમના કામથી પ્રભુની વાત વેગે ચાલે ને મહિમાવાન થાય.

હવે અમે આખો દિવસ અમારા તારનારનો પ્રેમ યાદ રાખીને પાપથી અલગ રહીએ એવું તું પ્રભુ ઈસુની ખાતર કર.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: અમારા તારનારે પોતાના મહિમાવાન દુઃખ તથા મરણ વડે અમને પાપની સત્તામાંથી છોડાવ્યાં છે, તે અમને દુઃખ તથા સંકટથી બચાવો ને અમને સ્વર્ગના હર્ષમાં લાવો! આમેન.

## શુક્રવાર સાંજ.

ગીત...... શાસ્ત્રવાંચન......

પ્રાર્થના. હે અમારા બાપ, તેં અમારા પર પ્રેમ કીધો ને સર્વકાળનો દિલાસો ને સારી આશા અમને કૃપાથી આપ્યાં છે. અમે તારાં છીએ, ને અમારૂં સઘળું તે તારૂંજ છે. તેં અમને જે દૈહિક તેમજ આત્મિક દાન આપ્યાં છે, તેને માટે તારો ઉપકાર માનીએ છીએ, ને વિશેષે કરીને ભણવાનો લાભ અમને આપ્યો ને વાંચવાને માટે ચોપડી ને જુદી જુદી જાતનું જ્ઞાન પામવાનો અમને પ્રસંગ આપ્યો છે, માટે તારો ઉપકાર માનીએ છીએ. અમે જ્ઞાનમાં વધતાં જઇએ, ને જે કંઇ ખરાં, જે કંઈ શોભાવંત, જે કંઇ યથાન્યાય, જે કંઈ શુદ્ધ, જે કંઇ પ્રીતિ લાયક, જે કંઇ સુકીર્તિમાન છે, તેઓનો વિચાર કરતાં રહીએ. અમે જે કંઇ ખોટું કર્યું કે બીજાની પાસે કરાવ્યું હોય, તે સર્વ તારા અમુલ્ય લોહી વડે ભુંસી નાખજે ને અમારી ભુલો સુધારજે. અમે હવેથી પાપના માર્ગમાં ન ચાલીએ, એવું મન તું અમને આપ.

પૃથ્વી પર શાંતિ ફેલાવ, ને લોકો એકબીજા પર પ્રેમ રાખે, એવું તું કર. અમે પણ હિમ્મતવાન થઇને વિશ્વાસની સારી લડાઈ લડીએ.

જેઓ ભુલાં પડેલાં છે, જેઓ ખ્રીસ્તને ઓળખતાં નથી, જેઓ તારી પાસેથી ભટકી ગયાં છે, તે બધાંના ઉપર દયા કર, આંધળાંઓને દેખતાં કર, બહેરાંઓને સાંભળવાનું મન આપ, અશુદ્ધોને શુદ્ધ કર, ને અપરાધોમાં તથા પાપોમાં જેઓ મુએલાં તેઓને નવું જીવન આપ, ને અમારા તારનારના રક્તથી તેમને શુદ્ધ કર, કે તેઓ તેની પ્રજા થાય.

હવે, અમે જાગીએ ત્યાં સુધી અમને સંભાળી રાખજે, ને ઉંઘીએ ત્યારે અમારૂં રક્ષણ કર, કે અમે શાંતિમાં ઉંઘીએ ને ખ્રીસ્તમાં જાગીએ.

બધાં : ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર : જે પ્રભુએ અમને અંધકારમાંથી કાઢીને તેના આશ્ચર્યવાન અજવાળામાં તેડયાં છે તે અંધારામાં પોતાનો પ્રકાશ અમારા પર પાડો ને રાતનાં સઘળાં જોખમથી અમને બચાવી રાખો! આમેન.

# શનિવાર સવાર.

**ચલાવનાર:** આ ઘરને ને તેમાં રહેનારાંને શાંતિ થાઓ !

**બધાં: શાંતિનો દેવ આપણી સાથે રહો !**

**ગીત......** **શાસ્ત્રવાંચન.......**

**પ્રાર્થના.** હે પ્રભુ, શાંતિના દેવ, અમારા પિતા, અમે તારી સ્તુતિ કરીએ છીએ. તેં અમને રાતને વખતે સહી-સલામત રાખ્યાં છે, તો હવે આખો દિવસ અમને પાપથી બચાવી રાખવાને કૃપા કર, કે સાંજ પડે ત્યારે અમે શુદ્ધ હૃદયોથી તારી ઉપકારસ્તુતિ કરીએ. હે અમારા તારણના દેવ, તેં અમને વાંચવા માટે પવિત્ર શાસ્ત્ર આપ્યું છે, ને અમારા આત્મિક લાભને અર્થે પવિત્ર સંસ્કાર પણ ઠરાવી આપ્યા છે, માટે તારો ઉપકાર માનીએ છીએ. આજે તારૂં અજવાળું તથા સત્ય અમારાં મનોમાં મોકલ, કે તેઓ અમને દોરે. તેં અમને કૃપાનાં સાધનો આપ્યાં છે, એમ છતાં પણ અમે ઘણી વાર નિશ્ચિંત રહીને તેને પડતાં મુકી દીધાં છે, માટે અમને માફ કર.

અમે હવેથી પવિત્ર શાસ્ત્ર ધ્યાન દઇને વાંચતાં રહીએ, પ્રાર્થનામાં દૃઢતાથી લાગુ રહીએ ને પવિત્ર સંસ્કારનો લાભ લેતાં તયાર રહીએ, એવી કૃપા અમને આપ. અમને સર્વ કંજુસાઇથી બચાવ, ને અમે ખેદથી નહિ ને અગત્યથી નહિ, પણ ઉદાર મનથી તારી મંડળીના કામને માટે ને પ્રભુ ઇસુ ખ્રીસ્તનાં ભાઇબેનોના લાભને અર્થે અમારી કમાણી પ્રમાણે દાનાર્પણ કરીએ, એવું કર; અને જાણે અમારા વહાલા તારનારને આપતાં હોઇએ એમ બીજાઓના મદદ-ગાર થઇએ; કેમકે તું અમારા પર એજ કૃપા વધારવાને સમર્થ છે એવી અમને ખાત્રી છે.

આજે ખાસ યહુદીઓને માટે પ્રાર્થના કરીએ છીએ. પ્રભુ ઇસુ ને તેના બધા પ્રેરિતો યહુદી હતા; ઓ પ્રભુ, તે

લોકનાં મન જો કઠણ થયાં હોય, તો તું તેમને નવું હૃદય આપ, કે તેઓ પ્રભુની ભણી ફરે, ને ઘુંઘટ તેઓના હૃદય પરથી કઢાય. વળી તારી આખી મંડળીને એકયતનું મન આપ, ને વિશેષે કરીને ગુજરાતમાં જેટલાં ખ્રીસ્તી છે તે બધાં અમારા પવિત્ર ઘેટાંપાળકના હાથ નીચે રહીને એક ટોળું થાય, એવું તું થવા દે.

બધાં: ઓ આકાશમાંના અમારા બાપ, વિ.

ચલાવનાર: પિતા, પુત્ર તથા પવિત્ર આત્મા ત્રિએક દેવને મહિમા, સ્તુતિ, માન, સદાસર્વકાળ સુધી હોજો. આમેન.

## શનિવાર સાંજ.

ગીત...... શાસ્ત્રવાંચન... ..

પ્રાર્થના: હે પ્રભુ દેવ, જે છે ને હતો ને આવનાર છે, જે સર્વસમર્થ, હે યુગોના રાજા, તારી સ્તુતિ તથા ભક્તિ કરવી યોગ્ય છે, કેમકે તેં અમને પેદા કર્યા છે ને જીવન તથા શ્વાસોચ્છ્વાસ સર્વ વસ્તુ અમને આપ્યાં છે; તેમજ આ આખા અઠવાડિયામાં તેં અમારી સંભાળ રાખી છે ને અમને તજી દીધાં નથી.

હે પ્રભુ, અમે અમારી તરફના તારા પ્રેમભરેલા ઇરાદાઓ જે જે વાતમાં અટકાવ્યા છે ને તારૂં કામ બગાડયું છે તે, તેમજ અમારાં બીજાં બધાં પાપ તું અમને માફ કર અમે કાલે તારા લોકોની સાથે મળીને તારી સેવાભક્તિ લાયક રીતે કરીએ માટે અમારા પર કૃપા રાખીને અમારાં મનના વિચારો શુદ્ધ કર. તારી મંડળીમાં અમારાં ભાઈ-બહેનોની અમારી જે સંગત છે તેને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ. આ પવિત્ર સંગત કોઇ પણ ભૂલચુક તોડવાથી તું અમને બચાવી રાખ.

અમે અમારાં આખા અઠવાડીઆનાં કામથી થાકી ગયાં છીએ, માટે વિશ્રામ લેવાને અર્થે તારી પાસે આવીએ છીએ. સવારે અમે આનંદમાં જાગીએ, કે વિશ્રામનો દિવસ અમે લાયક રીતે પાળીએ ને ઘણો આત્મિક લાભ પામીએ, એવી અમારી વિનંતી છે. અમારો ભરોસો તારા પર છે, માટે અમારાં મન શાંત રાખજે.

હે પ્રભુ, તું અમારો સર્વકાળનો ખડક છે, અમે તારા પર સદા ભરોસો રાખીશું.

**બધાં : ઓ આકાશમાંના અમારા બાપ, વિ.**

**ચલાવનાર :** હવે જે આપણને ઠોકર ખાવાથી બચાવી રાખવા, ને પોતાના ગૌરવની સન્મુખ આપણને નિર્દોષ તથા પરમાનંદમાં મુકવા સમર્થ છે, એટલે આપણો તારનાર જે એકલો દેવ, તેને ગૌરવ તથા મહત્ત્વ, પરાક્રમ તથા અધિકાર, અનાદિકાળથી તે હમણાં તથા સર્વકાળ સુધી હોજો. આમેન.

ઉપરોક્ત પ્રાર્થનામાં

# ખાસ પ્રસંગે ઉમેરવાની વિનંતીઓ.

### બાળકના જન્મને વખતે.

હે મહા દયાળુ પિતા, તેં અમને આ નાનું બાળક બક્ષ્યું છે, માટે તારો ઘણો ઉપકાર માનીએ છીએ. દયા કરીને તેની માને સંભાળી રાખજે ને તેને બળ ને તંદુરસ્તી આપ, ને અમે તેની સેવાચાકરી પ્રેમથી કરીએ એવું મન અમને આપ. તેમજ આ નાના બાળકના હકમાં પણ માગીએ છીએ કે તે શરીરમાં તેમજ મનમાં બળ પકડીને આગળ જતાં તારી સેવા વિશ્વાસુપણાથી કરનાર નિવડે, ને આખરે તારા સનાતન રાજ્યમાં પ્રવેશ પામે, એવી પ્રાર્થના પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે કરીએ છીએ.

### લગ્નને વખતે.

હે પ્રભુ ઇસુ, તેં કાના ગામમાં લગ્નપ્રસંગે હાજર રહેવા કૃપા કરી ને ત્યાં ભેગાં થએલાં માણસોનો આનંદ વધાર્યો, માટે અમે અમારા વહાલા દીકરા [ દીકરી ] ને માટે તારો ખાસ આશીર્વાદ માગવા હાલ હિંમત ધરીએ છીએ. તેનું ઘર સારા પાયા પર બંધાય, ને તેમાં પ્રેમ ને શાંતિ હમેશાં રહે. ધણીધણીઆણી બન્ને તારા પર પ્રેમ રાખે, તેમની અરસપરસની પ્રીતિ રોજ રોજ વધતી જાય, ને તેઓ હમેંશાં તારી સેવામાં રહે. સુખને વખતે તેઓ તને ભુલી ન જાય, ને દુઃખ આવે ત્યારે તેઓ પુરા વિશ્વાસથી તારે શરણે આવીને તારા દિલાસાનો અનુભવ કરી લે. તેમના ઘરમાં તું હમેશ રહેવા કૃપા કર, ને તેઓ આખરે તારા સ્વર્ગિય ઘરમાં રહેવા ને હલવાનના લગ્ન-જમણને સારૂ જે તેડાયલા છે તેમની ધન્યતા પ્રાપ્ત કરે, એવું તારા વહાલા નામમાં માગીએ છીએ.

## છોકરાં ઘેરથી નિશાળે કે નોકરી પર જાય તે વખતે કરવાની પ્રાર્થના.

હે પ્રભુ, અમારા વહાલા ........ને અમે તારા હાથમાં સોંપીએ છીએ. તે અમારાથી દૂર રહેવા જાય છે, પણ તેને તું તારાથી કદી વેગળો જવા ન દે. પરીક્ષણને વખતે ને દુ:ખને વખતે તેની તરફ બળવાન થા. તારી ઇચ્છા હોય તો તેનાં બધાં કામમાં તે ફતેહમંદ થાય. અમારા પ્રેમનાં બંધન કદી તોડવામાં ન આવે, ને તને સારૂં લાગે ત્યારે અમને મળવા માટે તેને ફરી ઘેર લઈ આવ, એવું અમે માગીએ છીએ.

## મંદવાડ સંબંધી.

હે પ્રભુ, અમારા આકાશવાસી પિતા, મહા દયાળુ દેવ, દુ:ખને વખતે અમે તારીજ તરફ નજર રાખીએ છીએ; તો કૃપા કરીને અમારી પ્રાર્થના સાંભળીને તારો વહાલો સેવક [દાસી] માંદો છે તેની સંભાળ રાખ, ને તારી ઇચ્છા હોય તો તેને વહેલો સાજો કરજે. મંદવાડમાં તેને ધીરજ ને દિલાસો દેજે, તેને ઉંઘ આપ ને તેનું દુ:ખ મટાડવા કૃપા કર ને તેના પર આત્મિક આશીર્વાદ પણ રેડજે, કે તે પોતાનાં પાપોનો ખરો પસ્તાવો કરી તારી દયા પર દૃઢ વિશ્વાસ રાખે. જે કોઇ તેની ચાકરી કરે છે તેમને બળ આપીને તેમની મદદ કર, ને જે કંઇ ઉપાય કરવામાં આવે તે સફળ થાય, એવું તું કર.

## મંદવાડમાંથી સાજા થયા પછી.

હે પ્રભુ, અમને સાજા કરનાર યહોવાહ, અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં તારા સેવક અમારા વહાલા ........ને સાજો કર્યો છે. તેના પર તારો આશીર્વાદ વરસાવતો રહેજે, કે તે સદાસર્વકાળ સુધી તારી સેવા કરતો રહે, અને અમે તારી કૃપા કદી ભુલી ન જઇએ, એવું તું કર.

## મુસાફરીએ નીકળતી વખતે.

હે પ્રભુ, અમે [કે, અમારાં વહાલાં..........] મુસાફરીએ નીકળીને..........જવાનાં છીએ [છે], તો અમારા [તેના] આવતાંજતાંમાં અમારૂં [તેનું] રક્ષણ કરજે ને અમારા [તેના] સર્વ માર્ગોમાં અમને [તેને] સંભાળી રાખ. અમે અહિં કેવળ મુસાફર છીએ, એ યાદ રાખીને તારી ઇચ્છાને હમેશાં આધીન રહીએ, ને આખરે અમારો સ્વદેશ જે આકાશ, તેમાં તારી કૃપાથી પ્રવેશ પામીએ.

## મરણ સમયે.

હે દયાળુ પિતા, તારા સંપૂર્ણ જ્ઞાન ને પ્રેમ પ્રમાણે તેં અમારા વહાલા..........ને તારી પાસે લઇ લીધો છે; તેને અમે તારા હાથમાં સોંપીએ છીએ. તારી ઇચ્છા ઉત્તમ છે, પણ અમારા દુઃખમાં તું અમારા પર દયા કર, અમને દિલાસો દે, ને અમ નબળાંઓને તારા પવિત્ર આત્માથી નિભાવી રાખજે. જીવન કેટલું ટુંક છે એ યાદ રાખીને અમે હવેથી તારી સેવા હોંસથી કરતાં રહીએ, ને આખરે તું અમને બોલાવે ત્યારે અમે અમારાં વહાલાંઓની સાથે તારા આકાશી રાજ્યમાં તારી સાથે સદા વાસો કરીએ.

## બાળકના મરણને સમયે.

હે દીનદયાળ પિતા, અમારો વહાલો......નેંજ અમને આપ્યો હતો ને હવે તેં એને અમારી પાસેથી લઈ લીધો છે, તારા નામને ધન્ય હો! તે હાલ તારા હાથમાં છે ને તેને જે સંપૂર્ણ આનંદ ને તંદુરસ્તી મળ્યાં છે તેને માટે તારો ઉપકાર માનીએ છીએ. હવેથી તે કદી પાપના ફાંદામાં પડનાર નથી ને તેને કદી દુઃખ કે હરકત લાગનર નથી, માટે તારો ઉપકાર માનીએ છીએ. પણ ઓ પ્રભુ, તેના વિયોગથી અમારૂં ઘર ઉજડ લાગે છે ને અમે બધાં બહુ દુઃખી થયાં છીએ. કૃપા કરીને અમારો વિશ્વાસ વધાર, ને તેના સુખના વિચારથી અમે પણ આનંદ ને દિલાસો પામીએ, એવું કર. તેને ફરી જોવાની આશાથી અમે સર્વ ભુંડાથી દૂર રહીએ ને તારી ઇચ્છા હોય ત્યારે અમે તેને તારા આનંદભરેલા ઘરમાં ભેગા થઈએ, એવું અમારા દયાળુ તારનારને નામે માગીએ છીએ. આમેન.

સુરત મધ્યે:

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ આઇરિશ મિશન છાપખાનામાં આર. એસ. ડીકીએ છાપી તથા પ્રગટ કીધી.